Research Paper | Education | E-ISSN No : 2454-9916 | Volume : 11 | Issue : 3 | March 2025



# મીરાખેડી આશ્રમની ગાંધીવાદી રચનાત્મક પ્રવૃત્તિઓ (પંચમહાલ જિલ્લાનાં વિશેષ સંદર્ભમાં)

પરમાર ભરતકુમાર કાળુભાઈ[1], ડો. દિલીપકુમાર. સી યાદવ[2]

[1] પીએચડી., સ્કોલર શ્રી ગોવિંદ ગુરુ યુનિવર્સિટી, ગોધરા.

[2] એસોસિયેટ પ્રોફેસર, શ્રી કે.આર દેસાઈ આર્ટ્સ એન્ડ કોમર્સ કોલેજ, ઝાલોદ.

૧. પ્રસ્તાવના.

ઈ.સ. ૧૯૧૫માં ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી ભારત આવ્યા. પોતાના રાજકીય ગુરુ ગોપાલકૃષ્ણ ગોખલેની સલાહ મુજબ ભારત ભ્રમણ કર્યું. આ ભારત ભ્રમણ ગાંધીજી માટે અનેક અનુભવો આપનારું નીવડ્યું. ભારતની ગરીબી, સામાજિક પછાતપણું, નિરક્ષરતા, ધર્મ અને સંસ્કૃતિના રૂઢીચુસ્ત ખ્યાલોનું ગાંધીજીએ પ્રત્યક્ષ દર્શન કર્યું. ૨૦મી સદીના ભારતના રાજકારણમાં ગાંધીજીના પ્રવેશ કરવાથી સ્વાતંત્ર્ય પ્રવૃત્તિઓમાં વિવિધતા આવી. રાજકીય સ્વાતંત્રતાની સાથે સર્વાંગી વિકાસ માટેની રચનાત્મક પ્રવૃત્તિઓનો ઉદભવ થયો. ખાદીનો પ્રચાર, અસ્પૃશ્યતાનિવારણ, દારૂબંધી, વિદેશી માલનો બહિષ્કાર, આદિવાસી કલ્યાણ જેવી રચનાત્મક પ્રવૃત્તિઓને ફેલાવતી અનેક સંસ્થાઓ અસ્તિત્વમાં આવી. આ સંસ્થાઓ ગાંધી આદર્શોને વરેલી હતી. જેમાંની એક સંસ્થા એટલે મીરાખેડી આશ્રમ.

૨. સ્થાપના અને વિકાસ.

મીરાખેડી પંચમહાલ (હાલ દાહોદ જિલ્લામાં) ઝાલોદ તાલુકામાં દાહોદથી આઠ માઈલના અંતરે આવેલું સ્થળ છે. મીરાખેડી આશ્રમની સ્થાપના લોકસેવક ઈન્દુલાલ યાજ્ઞિકે કરી હતી. સ્થાપના બાદ મીરાખેડી આશ્રમના ખર્ચની જોગવાઈ ઈન્દુલાલ યાજ્ઞિક અને પ્રાંતિક સમિતિ નીચેનું અંત્યજ મંડળ સંભાળતા. આમ, આશ્રમના સ્થાપના પાછળ બે મહાન સંસ્થાઓના પ્રતિનિધિરૂપ બે મહાન પુરુષોના પીઠબળ અને ટેકા પડ્યા હતા.

આશ્રમની સ્થાપના પછી મીરાખેડીમાં ભીલ આશ્રમની શરૂઆત કરવામાં આવી. ૧૯માર્ચ ૧૯૨૨ના રોજ ઠક્કરબાપાએ મીરાખેડીના ભીલ આશ્રમનું ઉદઘાટન કરી આશ્રમની દૈનિક નોંધપોથીમાં લખ્યું કે ''આજરોજ ફાગણવદી સાતમને રવિવારે ભીલ આશ્રમની શરૂઆત કરી નીચે પ્રમાણે ચાર છોકરાઓને દાખલ કર્યા.

૧. વેસ્તા કમજી (ઉ. વર્ષ ૮)
૨. ચૂનીલાલ કમજી (ઉ. વર્ષ ૫)
૩. માનજી તેલિયા (ઉ. વર્ષ ૧૦)
૪. જલીયા ધનજી (ઉ. વર્ષ ૧૩)

નીચેના સદગૃહસ્થો હાજર હતા.

૧. ભાઈ જેઠાલાલ વિશ્વનાથ
૨. ભાઈ સુખદેવ વિશ્વનાથ
૩. ભાઈ દલસુખરામ કેશવલાલ પુરોહિત
૪. ભાઈ જશુભાઈ ચુનીભાઈ અમીન
૫. આચાર્ય નંદલાલ હરજીવન મહેતા[1]

૩. મીરાખેડી આશ્રમની ગાંધીવાદી રચનાત્મક પ્રવૃત્તિઓ.

મીરાખેડી આશ્રમની ગાંધીવાદી રચનાત્મક પ્રવૃત્તિઓનો ઈતિહાસ બે સમયગાળામાં વહેંચાયેલો હતો. (૧)અંત્યજ સેવા મંડળ હસ્તકનો મીરાખેડી ભીલ આશ્રમ (ઈ. સ. ૧૯૨૨ થી ૧૯૨૪) (૨) ભીલ સેવા મંડળના હસ્તકનો મીરાખેડી ભીલ આશ્રમ (ઈ. સ. ૧૯૨૪ થી ૧૯૪૭).[2] મીરાખેડી આશ્રમની ગાંધીવાદી રચનાત્મક પ્રવૃત્તિઓમાં દુષ્કાળ રાહત, દારૂબંધી, ખાદી પ્રવૃત્તિ, ઉદ્યોગ શિક્ષણ, વૈજ્ઞાનિક ખેતી, શિક્ષણનો પ્રસાર, સમાજ સુધારણા પ્રવૃત્તિ વગેરેનો સમાવેશ થાય છે જેનો વિસ્તૃત અભ્યાસ નીચે પ્રમાણે છે.

૪. દુષ્કાળ રાહત.

મીરાખેડી આશ્રમની સ્થાપના પાછળ મહત્વનો ઉદ્દેશ દુષ્કાળ રાહતકાર્ય હતું. આઝાદી સુધી દુષ્કાળરાહત પ્રવૃત્તિને પ્રાથમિકતા આપવામાં આવી હતી. દાહોદ વિસ્તારમાં સતત પડતા દુષ્કાળમાં ઉઘરાણાં અને દાન પ્રાપ્તિ દ્વારા રાહતકાર્યો ચલાવવામાં આવતા હતા. શ્રી ઈન્દુલાલ યાજ્ઞિકે 'નવજીવન' સામાયિકમાં આદિવાસી વિસ્તારમાં દાનની આવશ્યકતા માટે પત્ર લખેલો જેને પરિણામ સ્વરૂપ રૂ. ૩૦, ૦૦૦/- જેટલી રકમ દુષ્કાળ રાહત માટે મળી જે રકમમાંથી મીરાખેડી આશ્રમનું મકાન બન્યું.[3]

મીરાખેડી આશ્રમની દુષ્કાળ રાહત પ્રવૃત્તિઓના પરિણામે ભીલોને સ્વાશ્રયી જીવન જીવવાની પ્રેરણા મળી અને ભીલ વિસ્તારમાં ચોરી, લૂંટફાટનું પ્રમાણ ઓછું થયું. પંચમહાલમાં ઈ. સ. ૧૮૯૯ થી ૧૯૪૭ દરમિયાન નાના-મોટા ૧૬ જેટલા દુષ્કાળ પડ્યા હતા. આ સમય દરમિયાન મીરાખેડી આશ્રમે દુષ્કાળમાં અનાજની દુકાનો શરૂ કરાવી. જમીન સુધારણા, પાળા બનાવવા, કૂવા ઊંડા કરાવવા વગેરે જેવી મુખ્ય પ્રવૃત્તિઓ કરી જેના કારણે આજુબાજુના વિસ્તારના ગરીબ અને દુષ્કાળ પીડિત આદિવાસીઓને આનો લાભ મળ્યો.[4]

૫. દારૂબંધી.

મીરાખેડી આશ્રમની અન્ય પ્રવૃત્તિઓમાં સમાજ સુધારાણા પ્રવૃત્તિ હતી. જેમાં દારૂ એ ભીલ સમાજનું ભયંકર દુષણ હતું. 'ભીલનો દુશ્મન મોટો હરો બીજાએ હું કરવાનું કામ' આ દુષણ નાબુદ કરવું ઘણું મુશ્કેલ હતું. મીરાખેડી આશ્રમના સંચાલકો, કાર્યકરોએ રચનાત્મક પ્રવૃત્તિઓમાં દારૂબંધીને અગત્યની પ્રવૃત્તિ બનાવી. દારૂને એક ચળવળનું સ્વરૂપ આપ્યું હતું. દારૂના પીઠા પર પીકેટીંગ વગેરે કાર્યો કરી દારૂને ભીલો માટે અનૈતિક વસ્તુ બનાવી હતી.[5]

મીરાખેડી આશ્રમ દ્વારા દારૂના દૂષણને નાબૂદ કરવા માટે નાટકો, સંવાદો, પીકેટિંગ વગેરે પ્રવૃત્તિઓ શરૂ કરી હતી. મીરાખેડી આશ્રમના કાર્યકરો દ્વારા દારૂના દુષણને નાથવા માટે લોકજાગૃતિ કાર્યક્રમ અમલમાં મૂક્યો. જેમાં દારૂ પીવાથી થતા નુકસાન અને આર્થિક પાયમાલીની બાબતો લોકોને સમજાવવામાં આવતી દારૂના કારણે થતા કૌટુંબિક ઝઘડા અને તેની થતી અસર વગેરે વિગતો લોકોને સમજાવવામાં આવતી મીરાખેડી આશ્રમ દ્વારા ગામડે ગામડે રેલીઓનું પણ આયોજન કરવામાં આવતું.[6]

૬. ખાદી પ્રવૃત્તિ.

મીરાખેડી આશ્રમમાં રેટિંયા પ્રવૃત્તિને આર્થિક નિર્વાહનું અગત્યનું સાધન માનવામાં આવ્યું હતું. આશ્રમમાં ખાદીનું કાંતણ વણાટ વગેરે બીજા આશ્રમો કરતા વધારે પ્રમાણમાં વિકસ્યો હતો. આશ્રમની ખાદી પ્રવૃત્તિનો વિકાસ જોઈને રૂના કોથળા, નવીન રેટીંયો ભેટરૂપે મળતા. મીરાખેડી આશ્રમમાં અભ્યાસ સિવાયના સમયમાં વિદ્યાર્થીઓનું મુખ્ય કામ ખાદી કાંતવાનું રહેતું. મીરાખેડી આશ્રમના ખાદી પ્રવૃત્તિની સફળતાથી પ્રેરાઈને ત્યાં ઉદ્યોગ મંદિરની સ્થાપના થઈ હતી. ખાદી પ્રવૃત્તિના વિકાસના કારણે આશ્રમ કપડાની બાબતમાં સ્વાવલંબી બન્યો હતો. ખાદી પ્રવૃત્તિ સિવાય ગાંધીવાદી આદર્શ મુજબ દરજીકામ, પીંજણકામ, સુથારીકામ વગેરે ઉદ્યોગ ધંધાઓ વિદ્યાર્થીઓને શીખવવામાં આવતા હતા.[7]

ગાંધીજીના ખાદી વિચારનો મીરાખેડી વિસ્તારમાં ઊંડો પ્રભાવ હતો. ગાંધીજીએ ખાદી પ્રચાર અને ગ્રામોધ્ધારને લક્ષ્ય બનાવ્યું હતું. જે સમગ્ર ગુજરાતની ખાદી પ્રવૃત્તિમાં અગ્રીમ સ્થાન ધરાવતું હતું. ભારતના અર્થતંત્રમાં સ્ત્રીઓ રેટિયો અને કાંતણ પ્રવૃત્તિઓ સાથે સદીઓથી સંકળાયેલી હતી. આ પ્રવૃત્તિઓ ગાંધીજીએ રચનાત્મક સાથે જોડી દીધી. ખાદી પ્રવૃત્તિ વ્યક્તિને રોજગારની સાથે શારીરિક તંદુરસ્તી, સ્ફૂર્તિ અને આનંદ આપનારી પ્રવૃત્તિ હતી. ગાંધીવાદી કાર્યકરો દ્વારા વિદ્યાર્થીઓને કાંતણ વણાટ ખૂબ જ નિષ્ઠાપૂર્વક શીખવવામાં આવતું હતું.

૭. ઉદ્યોગ શિક્ષણ.

મીરાખેડી આશ્રમમાં ખાદી પ્રવૃત્તિઓની સાથે ઉદ્યોગ શિક્ષણની પણ વ્યવસ્થા હતી. જેમાં ઉધોગ શિક્ષણને લગતા વિષયો જેવા કે દરજીકામ, પીંજણકામ, સુથારીકામ વગેરે શીખવામાં આવતા હતા. અન્ય આધુનિક કૃષિ વિષયક જ્ઞાન આપવામાં આવતું હતું. જેના થકી વિદ્યાર્થીઓ

સ્વનિર્ભય બની શકે. મીરાખેડી આશ્રમમાં શિક્ષણ કાર્યની સાથે સાથે આર્થિક બાબતો પર ભાર મૂકવામાં આવતો. જેથી વિદ્યાર્થીઓ અભ્યાસ પૂરો કર્યા પછી રોજગારી સરળતાથી મેળવી શકે. દરેક વિદ્યાર્થી પોતાનો જીવનનિર્વાહ સરળતાથી પસાર કરી શકે તે માટેની તાલીમ આશ્રમ દ્વારા આપવામાં આવતી. વિદ્યાર્થીઓને ઉદ્યોગ શિક્ષણ સારા પ્રમાણમાં આપવામાં આવતું હતું.[૮]

મીરાખેડી આશ્રમે ઉધોગ શિક્ષણ પર ભાર મૂક્યો. તેમાં વિદ્યાર્થીને શિક્ષણ સાથે સ્વાશ્રયી બનાવવાનું લક્ષ્ય હતું. વિદ્યાર્થી પોતાની આવડત, કૌશલ્ય દ્વારા રસના ઉદ્યોગમાં કામગીરી કરી શકે તેવું આયોજન કરવામાં આવ્યું હતું. વિદ્યાર્થીને ઉદ્યોગ શિક્ષણનું પાયાનું જ્ઞાન આપવામાં આવતું. આ જ્ઞાનનો ઉપયોગ તે સમાજમાં કરી શકે તેવું ગાંધીવાદી કાર્યકરોનું લક્ષ્યાંક હતું.

૮. કૃષિ પ્રવૃત્તિ.

મીરાખેડી આશ્રમની આર્થિક પ્રવૃત્તિમાં મહત્વની પ્રવૃત્તિ કૃષિ પ્રવૃત્તિ હતી. ભીલ વિદ્યાર્થીઓની ખેતીની તાલીમ, આશ્રમની જમીનમાં ખેતીને લગતું કામ શીખવવામાં આવતું. ભીલો પાસે જમીન હતી. પરંતુ ખેડ કરવાની પદ્ધતિનો અભાવ, દીર્ઘદ્રષ્ટિની ઉણપ વગેરે કારણે ખેતી પછાત રહી. મીરાખેડી આશ્રમે ભીલ વિદ્યાર્થીઓને અને ભીલોને સારા ખેડૂત બનવાનો પ્રયત્ન કર્યો. આશ્રમ પાસેથી ૨૦ એકર જમીનમાં ખેતી માટે તાલીમનું કાર્ય પ્રાયોગિક ધોરણે શરૂ કરવામાં આવેલું. આ જમીનમાં મકાઈ, ચણા, ઘઉં, શાકભાજી, પપૈયા, એરંડા વગેરેનું ઉત્પાદન શરૂ કર્યું. આશ્રમની જમીનમાં કપાસ ઉગાડી રૂ ઉત્પન્ન કરી રૂની બાબતમાં સ્વાશ્રયી બનાવવાના પ્રયત્નો પણ થતા. ભીલો સુધારેલા ઓજારો વાપરે અને શાસ્ત્રીય ઢબે ખેતી કરતા થાય. તે માટે ખેતીવાડી ખાતાએ ''મોડલ પ્રોજેક્ટ'' તૈયાર કર્યો હતો.[૯]

૯. ઉપસંહાર.

મીરાખેડી આશ્રમનો ઈ. સ. ૧૯૨૨ થી ૧૯૪૭ વચ્ચેનો ૨૫ વર્ષનો ઇતિહાસ જેમાં દાહોદ પંથકમાં મીરાખેડી આશ્રમ એક મહત્વની રચનાત્મક સંસ્થા હતી. આશ્રમની સૌથી મહત્વની વિશેષતા તો તેને જે સમયે અને જે પ્રજા વચ્ચે રચનાત્મક પ્રવૃત્તિઓ વિકસાવી હતી. તે બિરદાવવા યોગ્ય છે. ગાંધીવાદી રચનાત્મક પ્રવૃત્તિઓ આદિવાસી સમાજ સુધી પહોંચાડી હતી. તેમજ ગાંધી વિચારને આદિવાસી સમાજમાં વહેતો મૂક્યો હતો. જેના ફળદાયી પરિણામે આવ્યા અનેક પછાત આદિવાસીઓના જીવનમાં પરિવર્તન આવ્યું તેઓ શિક્ષિત બન્યા.

સંદર્ભ


૧. શાહ કાંતિલાલ, ઠક્કરબાપા, દિલ્હી ૧૯૫૫, પૃ.૧૪૮
૨. વાઘેલા અરૂણ, ઈતિહાસ દર્પણ, ૨૦૦૬, પૃ.૬૮
૩. નવજીવન, પુ.૩. અંક-૨૫, ૧૯ ફેબ્રુઆરી ૧૯૨૨, પૃ.૧૯૫
૪. વાઘેલા અરૂણ, ઈતિહાસ દર્પણ, ૨૦૦૬, પૃ.૬૮
૫. એજન પૃ.૭૨
૬. ક્ષેત્રકાર્યનો નિષ્કર્ષ.
૭. વાઘેલા અરૂણ, ઈતિહાસ દર્પણ, ૨૦૦૬, પૃ.૭૦
૮. ક્ષેત્રકાર્યનો નિષ્કર્ષ.
૯. વાઘેલા અરૂણ, ઈતિહાસ દર્પણ, ૨૦૦૬, પૃ.૭૦-૭૧.